# કેદારસિંહ પરમારના
## નાટકનાં ગાયનો.

મોરબી આર્યસુબોધ
નાટકમંડળીને માટે.



બનાવનાર.

**वाघजी आशाराम ओझा.**

મોરબી. ઈ. સ્કુ. ફ. આ. માસ્તર.

આવૃત્તી ૧ લી.

**अमदावादमां**

યુ. પ્રી. એન્ડ જ. એ. કું. લિમિટેડના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી પ્રસિદ્ધ કર્યા.

સંવત ૧૯૪૧ ના. સન ૧૮૮૫.

કિંમત બે આના.

૨૫૫૫

# કેદારસિંહ પરમારનું

## નાટક.

### મંગળાચરણ.

રાગ ધનાશ્રી.

સર્વ પાત્રો.—

નમન કરૂં માતુ; કૃપાળુ અંબે નમન કરૂં માતુ—ટેક.

ગંગા અંબે હે કલ્યાણી પાર્વતી. મહેર કરો માતુ.—ક.

કર દ્વય જોડી કરીએ આરાધના, સહાય સદા થાતું—ક.

શરણે આવ્યાં દીન બાળક તારાં, ગુણ ગાઇએ માતુ—ક.

—————

### अंक १ लो.

#### स्थळ नगरठ्ठा.

(મહારાજા પોતાના પુત્રો કેદારસિંહ તથા વિરસિંહને રાજાના પોતાની પ્રજા પ્રત્યે શું ધર્મ છે તે વિષે પુછતાં નીચે પ્રમાણે જવાબ આપે છે.)

કુમારો. રાગ ઝીંઝોટીનો દાદરો.

(નાગન કે બચ્ચે નાગ ઉસે પ્યાર ન કરનાં એ ચાલ.)

રાજાએ પ્રજાને પુત્ર, ગણીને પાળવી—ટેક.

ન્યાય સુખ આપી પીડા, એની ટાળવી.—રાજાએ૦
નિત્ય ધર્મ આસને, નરેશે બેસવું;
ઉભય પક્ષપાત છુંડી, સત્યે પેસવું.—રાજાએ૦
વાત તરત તોળી ત્યાંજ, ન્યાય નાપવો:
પણ સભાસદોની સાથ એને માપવો.—રાજાએ૦
વિદ્વજન નિજ સભામાં, રાયે રાખવા,
જાણવી વાત તેની સાથે, પ્રશ્ન દાખવા.—રાજાએ૦
શાણા સચીવને ગુણાર્વા, મત અનુસરી;
એમ ન્યાય આપી રાયે, રેવુંરે ઠરી.—રાજાએ૦
રાજખર્ચ કારતાં જે, દ્રવ્ય તો રહે;
લાભ તેહનો પ્રજાને, આપવા ચહે.—રાજાએ૦
લોક હિત કામ માટે, તહ ખરચવું:
સુખી જોઈ તેમને, સંતોષી રે થવું.—રાજાએ૦
નિજ પ્રજાની નારીઓને, પુત્રીઓ ગણી;
માતૃ ભક્તિ રાખી શુદ્ધ, રેવુંરે બની.—રાજાએ૦
શાંતી સુખ સંપ સરવ, ઠામે સ્થાપવો;
દેશ રક્ષણે જરુએ તો, પ્રાણ આપવો.—રાજાએ૦
રાજ અમલદારો સરવને, તપાસવા;
નીતિ સારી હોય તો, તેને નિભાવવા.—રાજાએ૦
નિજ સગાને નૃપતિએ, બહુ નીહાળવા;
કુળ કેવાં તેમનાં છે, તે સંભાળવાં.—રાજાએ૦
કુંર હોય નિજ કુમાર, નીતિ છોડતો;

શિક્ષા પ્રથમ કરીને રાખે,હાથ જોડતો.—રાજાએ૦
કવિની કાવ્ય માહે શ્રેષ્ટ, આશ્રયી થવું;
સાચી કિર્તિ સાચું શૈર્ય,એહ સમજવું.—રાજાએ૦
કેળવણી પ્રકાશ પુરણ, પ્રીતથી કરી,
વિદ્વતા નિપુણ જ્ઞાનીથી, રેહા ઠરી.—રાજાએ૦
ઉપજ કૃષી કારની જે, જાણો સંપત્તિ;
તેનો તો દશાંશ એક. લેવાની મતિ.—રાજાએ૦
તો પણ નમળું વરસ દેખી, છૂટ આપવી;
રાજી એને રાખી રાયે, કિર્તિ સ્થાપવી.—રાજાએ૦
ધર્મમાં નિપુણ ન્યાય, નીપુણી થવું;
ગર્વજીત જ્ઞાની પાસે, આજ્ઞાને જવું.—રાજાએ૦
એક પત્નીવ્રત રાયે, સ્નેહે રાખવું;
નિતિથી સંસાર તણું, સુખ ચાખવું.—રાજાએ૦
બાળાઓને બોધ રાયે, પ્રીતે આપવો;
નીતિ ગ્રંથનો નરેશે, કોપ સ્થાપવો.—રાજાએ૦
માત અંબીકાનું નામ, નવ વિસારવું;
નમન સ્મરણ ચિત્ત એનું,ચિત્તમાં ધારવું-રાજાએ૦
એવી નીતિઓ પળાશે, જે નૃપો થકી;
મોક્ષ ધામ નિકટ એને,જાણજો નકી.—રાજાએ૦

# अंक २ जो.

## સ્થળ—આરાસુર પર્વતમાં વાવ.

(નાગકન્યા પોતાના નિયમિત કર્મ પ્રમાણે અંબાની પુજા કરી નીચે પ્રમાણે સ્તુતિ કરેછે.)

**નાગકન્યા—** રાગ જોગ આશા.

પ્રણમું પ્રણમું માતુ કૌમારી,શરણે તારે હું દીનધું બાળી.ટેક.
તુંરે ઉમાચંડી તુંછો કાલીકા. તું મહાલક્ષ્મી છો ઉદારી-પ્રણ•
શીવની શક્તિ વૃષભ વાહિની, નાગ ત્રીશુલ કર ધારી-પ્રણ૦

રાગ દાંડી.

આ એકાંત ધામમાં, આધાર તારો.
દિન દાસી તણી, સ્તુતિ ચિત્તે ધારો;
યોગ્ય ઉમ્મર થઈ,મળ્યો ન પ્રાણપ્યારો.—આ એકાં૦
પીયુ વિના કેમ, જાશે ભવ મારો.
આ સંસાર માતુ, લાગે મુંને ખારો;
પ્રાણપતિ વિના, છુટતો કંપારો.—આ એકાંત૦
પ્રીય વિના મન, ક્યાંઈ નથી ઠરતું.
તેથી નિત્ય નિત્ય, તન મારૂં બળતું;
દયા લાવી માતુ, સુખ હવે કર તું.—આ એકાંત૦
પીયુ સંગ બેસવાની, હોંશ ભારી,
મુજ પિતા પાસે, કેમ કહું ઉચારો;
સમજતા નથી, દેખી આ હાલત મારી.-આ એ૦

પુષ્પ વત્ પ્રફુલ્લીત, થઈ આ કાય,
તેના ભોગી વિના, માતુ આ કરમાય;
દુઃખ આ અગાધ, એમે કર તું સહાય.—આ એ૦

## "ચાર પ્રદક્ષણા કરીને."

### ગીતી.

કરજો કરૂણા માતુ, પીયુ વિરહમાં બળું દિન રાત;
બળતા ક્યાં જઈ કાઢું, જેથી મારૂં હૃદય થાય શાંત.

— ⁂ —

"કેદારસિંહ વાવની અંદર જળપાન કરવા જતાં નાગકન્યાની પ્રતિમા દેખી તેના ઉપર આશક થાય છે. ત્યાર બાદ તેને મેળવવા માટે કેટલોએક પ્રયાસ કરી ફતેહમંદ થઈ. પોતાના મિત્ર દીપચંદ પ્રત્યે આ પ્રમાણે કહે છે."

(રાગ ઇંદ્રસભાની ગજલ.)

કેદારસિંહ—એજ પ્રીયા મારી મિત્ર, હું એને વરૂં;
પ્રાપ્ત એ ન થાય તો, હું ઝુરી મરૂં.
એની પ્રતિમાએ મારૂં, ચિત્તડું ચોર્યું;
એની આકૃતિએ મારૂં, કાળજું કોર્યું.
જો મીલાવ એહને તો, છે જીવ્યાની આસ;
નીકર મૃત્યુ મારૂં નિશ્ચે, આવ્યું જાણ પાસ.

દીપચંદ— "રાગ ઉપરનો."

મિત્ર વાત મુકી દ્યો, એ સાર એમાં નથી,

દુર આપણે આવ્યા છીં, માર્ગ ને મથી.
સંકટ વિકટ વાટનાં, વેઠો છો રાજ બાળ,
આવે વેને શું ચડો છો, મૂકો એ જંજાળ.
જો પિતાજી જાણશે, દયાળુ યશ રાજ,
ઠપકો મુંને દઈને કહેશે, શું કર્યું આ કાજ.
પુત્ર મારો પ્યારો કોઈ, નારીમાં ફસ્યો,
સમજ કેમ નાવી શાણા, સંગતું વસ્યો.
હાથ જોડી કહું કેદાર, સિંહજી કુમાર,
પરંમ પ્રીય મીત્ર મૂકો, એ વિકટ વિચાર.

કેદારસિંહ—

દીપચંદ એ શું કહે છે, એ નહીં બને,
ન મળે એ તો પ્રાણ તજું, સત્ય કહું તને.
માતુ અંબિકાએ મુંને, વચન આપીયું,
રસ્તો દેખાડીને મારૂં, સંકટ કાપીયું.
એ છે કોઈ પદ્મણી કે, રંભા ઉર વશી,
એ છે પુત્રી નાગની, શું બોલતી હશી.

દીપચંદ.—

શું તુરંગ તર્ક ખોટા, મિત્ર તું કરે,
ક્યારે તુંને વચન આપ્યું. અંબે એ ખરે.
નાગ પુત્રી શા આધારે, કહેછ મિત્ર આપ,
ભ્રમીત બુદ્ધિ આવી થઈશું, લાગ્યો કાંઈ શાપ.
ક્યાં ગુજાર્યા દિવસ ત્રણ, વરણવી કહે,

ભેદ એનો આપ મુંને, લક્ષમાં લો.

— ❧ —

"નાગકન્યા પતિને માટે ઉત્કંઠીત થઈ દાસીઓ સાથે કેટલીક વાત કરેછે. ત્યારે દાસીઓ બોલેછે.

**દાસીઓ.—** **રાગ બરવોઝીંઝોટી.**

કંથ યોગ્ય કામની તું, કરત વાતરે,
કરત વાત; કરત વાત; કરત વાતરે;—કંથયોગ્ય—ટેક.
પૂર્વ પુન્યથી મિલાવે, એવા માતરે.— કંથયોગ્ય.
પતિ વિનાની પત્ની, કામ કરત ઘાતરે. - કંથયોગ્ય.

**નાગકન્યા—** **રાગ.**

"જન્મો જનમ ગુન માનુંગી તેરા એ ચાલ."

સજની સજનબિન ચેન પડત નહીં,
પીયુબિના કછુ નહીં સાંદરી ગુહિયાં—સજની—ટેક.
કી રચના અદ્ભૂત, મેહેલકી, સેજ,
બિછાઈ સખી નાંહીરી, પીયા.—સજની.

**દાસીઓ—** **ગીતી.**

ધીરજ ધરતું બાળા, લગ્ન થશે તુજ યોગ્ય પતિસાથ.
ઇચ્છા સર્વે પુરી, કરશે તારી દયાવંત તાત.

— ❧ —

"તેવામાં દીપચંદ સહિત કેદારસિંહ પ્રવેશ કરેછે. તેને જોઇ."

**નાગકન્યા—** **રાગ આશાઓડી.**

કામદેવ ક્યાંથી આવ્યો, સખી આ અહિં કામદેવ ક્યાંથીઆવ્યો—ટેક.

કેમ વાવમાં પ્રવેશજ કીધો, સોબતી સંગે એ લાવ્યો.—સખીઓ.
મુખડું જોઈ મન મોહિત મારૂં, ભૂતલવાસીએ ભાવ્યો.—સખી.
પણ પિતુ દેખતાં પ્રાણજ લેશે, જઈ વાત એને જણાવો.—સ.
આ ધામ ત્યાગ તુર્ત કરો તમે, જેમ આવ્યા તેમ જાઓ.—સ.

મધુકારીકા—(રાજાનાપાશે આવીને.—)

રાગ ઇંદ્રસભાની ગજલ.

કેમ માનવો આવ્યાછો, આપરે અહીં,
આતો ધામ નાગ કેરૂં, જાણતા નહીં.
ભસ્મ કરશે એ તમોને, દ્રષ્ટીએ થશો,
માટે સદ્યસ્થળ આ મૂકી, દુર જઈ વસો.
બાઈ મારીને કરશું, આવી તમ પરે,
ખબર દેવા મુજને તો, મોકલી ખરે.
પ્યારા એમના પીતા, થકી એ દીલ ડરે,
મનુષ્ય જાત આહીં કેવી, કોપ એ કરે.
માટે વેગે નીકળીજાઓ, કુશળજો ચહો,
નથી આ ધામ મનુષ્ય માટે, સત્ય એ લહો.

દીપચંદ—સાચું કહેછ નાગકન્યાની, સખી સુજાણ,
ડર અમારે કોનો નથી, નિશ્ચે એ પ્રમાણ.
જેનો ડર બતાવે, તારી બાઇનો જે બાપ,
તેહને મારીને અમો, આવ્યા છીએ આપ.
ખબર તારી બાઇને, તું જઇને એ કહે,
ભેદ અમારા આવ્યાનો, સઘ તે લહે.

મધુકારીકા—"નાગકન્યાપાશે આવીને"

રાગ ઉપરનો.

ભાઈ આપના પિતાને; મારી આવ્યા એહ,
આપની અપેક્ષા દીશે; જોડયો છે સ્નેહ;
શાણા શૂરવિર એઉ; કરતા કંઈ નહીં,
આપણા પિતાને હણી; આવ્યા એ અહીં.

નાગકન્યા (રૂદન કરતાં.)

"સહિઅર દુઃખ શું દાખવું એ ચાલ."

તાત મારા તમે ક્યાં ગયા, દુઃખીઆરી કરીને,
શરણે મારે કોને જવું, મળશો ક્યારે ફરીને.-તાતમારા-ટેક.
લાડ લડાવતા પ્રેમશું, બાળા એની કહીને,
મુંને ઓછું ન લગાડતા, જાતે દુઃખ સહીને.—તાતમારા.
એ સુખ ક્યારે વહી ગયું, આવ્યું દુઃખ ધસીને,
સહન થશે નહીં આ બાળથી, હવે આ ધામે વસીને.-તા.
ભોજન સમે નહોતી પાસ તો, પૂછો સર્વે સખીને,
હાક દેતા મુંને હેતશું, ચાલ જમીએ મળીને.—તાતમારા.
ના તાત ના તાત હું કહું, આવીશ જમવા રમીને,
ત્યારે રાહ જુઓ માહરી, ચાલ એની ભમીને.—તાતમારા.
તાત તમવિના ટળવળું, ઓશીઆળી થઇને,
તમ સાથે સુખતો ગયું, કહું કોને જઇને.—તાતમારા.
નાની વયમાં છોડી મુંને, માતુ ચાલી ગઇરે,

પાળી પોષી કરી આવડી, દુઃખ આપે સહુને.—તાતમારા.
અરેરે માત તાતવિના, બીજું કોઇએ નથીરે,
સંસારમાં સુખ એ સમ, ન મળે મરીએ શ્રમથીને.—તાત.
અરેરે વેરીએ વેર સાંધીઆં, માર્યા કપટે કરીને,
પ્રાણ જજો એ દુષ્ટના, ન બેસજો ઠરીને.—તાતમારા૦
હા તાત હા માત માહરા, મુંને છોડી અવાસ,
પ્યાર તોડી નીજ પુત્રીનો, કર્યો સ્વર્ગે વાસ.—તાતમારા૦
જમના કિંકર ક્યાંથી આવીયા, કોણ લાવ્યું અહીંરે,
સાપ કિંકર મારા એહને, ડસો પાપે જઇને.—તાતમારા૦
દાસીઓ—અરેરે બાઇ આમ ક્યાં સુધી, કરશો રૂદના લાય,
છાતી ફાટે તમ શોકતો, છોડો હેને વિલાપ—અરેરે૦
ઓશિઆળું મુખ જોઇ આપનું, લાગે અમનેરે લાય,
અરેરે સખી મારી બાપુડી, અમને બહુએ થાય.—અરેરે૦
સારો સુંદરવર જોઇને, વરાવવાનું વહાલ,
હામ ઘણી ઘણી તો હતી, તમો એકજ બાળ,—અરેરે૦
હોંશ હતી તવ તાતને, ઘેર તેડીશ જમાત્ર,
તે મનની મનમાં રહી, પ્રાણ છોડ્યો રાત્ર.—અરેરે૦
અરેરે સાવધ થા વાલડી, ભાવિ કૃત એ બનનાર;
થાવાની તેતો થઇ ગઇ, આપણ શું કરીએ નાર.—અરેરે૦
કેશરસિંહ—
ધીક મુંને મુજ કૃત્યને, કર્યું પાપ અપાર;
અરેરે આ પાપથી ક્યાં છુટું, લાજ્યો હું પરમાર.–ધીક મુંને૦

સુખનો સિંધુ જ્યાં ચાલતો. ત્યાં ઉડાડી મેં ઝાળ;
દુઃખના દરિઆમાં મેં નાંખીઆં, નિરદોષી આ બાળ.-ધીક૦
સતી શ્રાપ ફળજો મુંને, થાઓ મૃત્યુ આ વાર;
સાહસ કામ કરી મેંતો, નાગનો આણ્યો કાળ.-ધીક મુંને૦
હા દૈવ તેં મમ ઉપરે, જોયું ખરૂં આ વાર;
કરવા મુંને મુક્ત શ્રાપથી, લાગી નવ ક્ષણ વાર.-ધીક મુંને૦
જોજો મિત્ર મારા પ્યારડા, કાટે નાગ આ વાર;
પ્રાણ જાય છે માહરા, છેલા છે નમસ્કાર.-ધીક મુંને૦
મમ માત તાતને જઈ કહેજે, ગયો સ્વર્ગે તન બાળ,
ધિરજ દેજે તું એહને, નહિંતર આણશે કાળ.-ધીક મુંને૦

(સાપના ડંખથી પડી જાય છે.)

દીપચંદ—

હાય હાય મારા મિત્રને, કાપ્યો ઝેરી આ સાપ;
દવમાં બળતો મુકી મુંને, ગયો સહુ નવ તાપ.-હાય હાય૦
અરેરે હવે હું શું કરૂં, તુજ વિના સંસાર;
ખારો લાગે મુંને ભ્રાતરે, હવે જીવવું ધિક્કાર.-હાય હાય૦
માત તાતની રજા લઈ, થયા ઘોડે સવાર;
હમણા એલવીને આવીશું, નહિં કરશું રે વાર.-હાય હાય૦
શું મુખ લઇને પાછો વળું, જાઉ નગર મોઝાર,
રાજા રાણી મુંને પૂછશે, ક્યાં છે અમારો કુમાર. હાય હાય૦
ત્યારે કહું કેમ એમને, જે થઈ કુંવરની બ્રાત;
તતકાળ પ્રાણ એતો તજે, જો કહું આ વાત. હાય હાય૦

"આટલું ગાઈ રહ્યા બાદ મુર્છાગત થઈ પડી જાય છે."

નાગકન્યા— રાગ સિતાજીના મહિનાનો.

મારા પ્રાણ તણા આધાર, પ્રીતે મળવા આવતાં,
કર્યું મૃત્યુ મેં આપનું નાથ, પ્રથમ મુંને ભાળતાં.
ઘણી હોંશ હતી સ્વામિનાથ, મુંને મળવા તણી,
તે ન સમજી મુરખ હું નાર, આપ દઈ ખોયા ધણી.
અરર કર્મ ફુટ્યું મારૂં નાથ, છેક છેહ દઈ ગયા;
હું અભાગણી આવું પાસ, અંબા માતુ કરો મયા.
ખોયા પીયુ અને વળી તાત, એવડું દુઃખ આવીયું:
હું નિરદોષી અબળા છું નાર, કોણે આ કરાવીયું.
પૂર્વે પુન્ય ખુટ્યાં પછી પાપ, મારાંરે પુરાં હશે,
તે સૌ આવી ઉભાં આ ઠાર, સંકટ લઈને ધશે.
મારા મનમાં ઘણી હતી હોંશ, પીયુ જ્યારે પામશું:
કંથ પાસે બેસીને વિલાસ, વાતે દુઃખ વામશું.
હાસ્યવિનોદ કેરી વાત, કરશું નીત્ય પ્રીતથી;
પીયુ સેવામાં હું નિસદીન, રહીશ એક ચિત્તથી.
અરેરે તેતો નવ દીઠું કાંઈ, સુખ નવ સાંપડ્યું;
પીયુ પોઢ્યા મૃતક થઈ આંય, જોઈ મુખ હું રડું.
નથી થયાં લગ્ન તમ સાથ, મનથી તમને વરી;
થાઉં સતી હું તમારી સાથ, પ્રીત તમથી કરી.
સખી પ્રાણ કાઢી મમ નાથને હુંતો જઈ મળું:
હવે જીવ્યું વૃથા છે સંસાર, કંથ સંગે તો બળું.

(આનું કરૂણા નિમગ્ન રૂદન સાંભળી અંબા વર પ્રસાદ દેવા આવેછે. તે વખતે નાગકન્યા માતુની પ્રાર્થના કરેછે.)

રાગ.

આવો આવો સભા સ્થાને રંગ દેવતા એ આજ.
નમું નમું હું ચરન પ્રત્યે, માત અંબીકા,
કરો કૃપા આ દીનપરે, માતુ કાલીકા.—નમું નમું ટેક.
મહિષ મર્દની કૃપાળુ, ભક્ત તારની,
તું અનાદી શક્તિ માતુ, શ્રુષ્ટી પાલની.
અસુર દમની શુરસરની, માત ચંડીકા.—નમું નમું૦
હું અજ્ઞાની બાળ તારી, માત બહુચરા;
તું છું સુખકરની અંબે, તું છું ખેચરા.
તું ભવાની વાઘ વાહીની, માત કૌશીકા.—નમું નમું૦
આરાસુરે સ્થલ તારૂં, રમ્યતો અતિ,
લોક શરણે તારે આવી, કરત સૌ સ્તુતિ:
તું દયાધની છું અંબા, જગત પાલીકા.—નમું નમું.
બ્રહ્મદેવ શિવ વિશ્નું, તેં નિપાવીયા,
ત્રીગુણ શક્તિ તેજ આપી, શરણ જો થયા;
અકળ ગતિ એવી તારી, હે મૃડાની કા.—નમું નમું૦

**કેદારસિંહ—** **ઇંદ્રસભાની ગજલ.**

**નાગ પદ્મણી સકોમળ, શી રીત કહેવાય;**

છોડો ધામ આ તમારૂં, એ અયોગ્ય થાય.
ખુશ રહુ હું એની સંગે, કરી નિત્ય વિહાર;
એને દુઃખે દુઃખ મુને, એજ પ્રાણાધાર.

**દીપચંદ.**—

પરમ પ્રીય હાલ જવા, કંઈ નથી જરૂર;
હમણા જવાનું કહીએ તો, થાય ખરી કસુર.
જગત જનુંની કૃપાથી, થયું સિદ્ધ કામ;
નહીંતો ક્યાંથી નાગકન્યા, ને મળે આ ધામ.

**નાગકન્યા**— રાગ કનરો.

આનંદ આનંદ ઉરેરે અમારે, પ્રાણપતિ તુંમ વદન નિહાળે;
આનંદ.—ટેક.

તુંમ પરમેશ્વર હો પીયુ મારે, ક્ષણ નવ રેનાં દ્રગસે ન્યારે, પ્રાણ
શશિધર ભૂષણ શશિમુખ અંબુજ, નિરખત નાથ કુમોદની
પ્યારે.—પ્રાણ.

સ્નેહ રસીક મધુર મુખ ભાનું, કરત પ્રફુલ્લિત રૂદય હમારે—પ્રાણ

**દાસીઓ**— રાગ કનરો

શોભિતહે સખી યહભૂ મંડલ, નિર્મળ દંપતિ દરશત જ્યાંહી—
શોભિત—ટેક.

પ્રીયપતિ વાક શુધા શુદ્ધ રામા, પાન કરત કોકીલ સ્વર ગાઈ.
નિર્મળ.

નિતિ વિલાસ કરત નિત્ય દોનું, રમ્ય મનોહર રસ ઉર ચાઈ—
નિર્મળ.

હાસ્ય વિનોદે નર અને નારી, પ્રેમ મગન થઈ પ્રીત નિભાઈ—
નિર્મળ.

નાગ કન્યા— રાગ બિહાગની ઠુમરી.

નહીં કરત હમ માન પ્રીતમ દેખું પ્રીત તુમારી.-
પ્રશ્ન સુંનત પ્રેમકી કસોટી, કફા નહીં હોનારે, હેગાન વિદ્યા હમ
ધરકીં, નાથ યહ ચિત્ત હરનારી—પ્રીતમ દેખું પ્રીત તુમારી.

કેદારસિંહ— ઠુમરી.

પ્રીય આ વાક સુધારસ લાગે, પ્રીત જોઈ મુજ દીલ હરખાવરે. ટેક
ઉત્તમ વિદ્યા કરીને સંપાદન, મૃદુ મૃદુ વચને ચિત્ત ચોરાયરે. પ્રી૦

નાગકન્યા— કેદારસિંહે પોતાના મિત્ર દીપચંદને શયન ગ્રહમાં આવવા આજ્ઞા કરેલ તે મુજબ આવી પલંગપર બેસે છે. ને થંડી હવાથી નિદ્રાસ્થિત થાય છે. તેવામાં નાગકન્યા આવેછે. ને ભૂલથી પોતાના પતિછે. એમ જાણી ગાયછે"

ગરબી.

પ્રીય કર અંપે માત પ્રીય કર અંપે માત, સરવદા શુભ મમ
શ્યામનું પ્રીય.—ટેક.

ક્ષેમ દીયો દીન રાત (૨) રટણ કરૂં જેના નામનું,— પ્રીય.
મોકલી છે તમે માત (૨) રંગ છબી રાજ પુત્રની,
કોડીલો છે એકાંત (૨) છેલ છબીછે ઘર સુત્રની.—પ્રી૦
પ્રાણ પ્યારો છે એહ (૨) પુજ્ય પરં મારા એ પ્રભુ,
નિભાવજો એથી નેહ (૨) વહાલો મારો માતુ એ વિભુ.—પ્રીય૦

એથી મારે અધિક (૨) આ જગમાં બીજુ કાંઇ નથી.
એની સેવાની શિખ (૨)સાચી એકજજાણું એકથી--પ્રીય૦
એથી શુદ્ધ મારૂં મન (૨)મેરૂં ચળંતા પણ નવ ચળે,
સાત ભવ એહ સ્વામ (૨) ફરી ફરી માતુ મુંને મળે.—પ્રી૦
દેવી દીવ્ય આ દેહ (૨) શત યુગ રાખો હે સાંભવી.
દાસી વૃત જોડી હાથ (૨) સેવા કરૂં હું નવ નવી.—પ્રીય૦
રૂતુ રૂતુના આહાર* (૨) પીરશું પ્રીતથી એહને,
વિવેકથી વિહાર (૨) સંતોષ આપું તેહને.--પ્રીય૦
મૃદુ મધુર વચને (૨) પ્રસન્ન પ્રીતમને કરૂં.
મનની જાણી વાત (૨) વસ્તુ હાજર જનને ધરૂં.—પ્રીય૦
વૃતને ઉપવાસ (૨) સર્વસ માહરૂં એ અંબે,
પ્રભુ પુજાની વિધી (૨) યત્ન જાણું એને જાુગદંબે-પ્રીય૦
સીતાને રામચંદ્ર (૨) દમયંતીના દેવનળ હતા,
મદાળ શાને મન (૨) રૂતુધ્વજ રાજા હતા છતા-પ્રીય૦
રૂક્ષ્મણીને કૃષ્ણચંદ (૨) સુલોચના ઇંદ્રજીતને,
પ્રભુ લેખતી એહ (૨) નારી જાણી નિજ હિતને-પ્રીય૦
તેમ માહારડે મન (૨) સાચું દ્રવ્ય રાજ પુત્રઆ,
સોપ્યું તન મન ધન (૨) એહ જીવાડે કે મારે મા-પ્રીય૦
કુમોદનીને ચંદ્ર (૨) જોવા બહુ આતુર રહે,
તેમ શરદ પુનમ (૨)આ ચંદ્રનું મુખ જોવા ચિત્તચહે.પ્રી૦
માનું શું ઉપકાર (૨) અંબે હે ઉમા આરાસુરી,
અરપું તુંને હાર (૨) નવ નવાં પુષ્પ ગુંથી કરી—પ્રીય૦

---

*અહાર.

રૂપ ગુણને શુર (૨) થકી ભરપુર પ્રાણેશઆ,
અરપ્યોછે તેં આપ(૨) જન્મ સફળ કીધોછે ઉમા—પ્રીય૦
આ સિંહતણી નાર (૨) સિંહણ નહીં નાગપુતરી,
આ દંપતીનો સ્નેહ (૨) અવિચળ રાખો આરાસુરી—પ્રીય૦

"જાગૃત કરવા ઘણી યુક્તિ કરેછે, પણ જાગૃત ન થવાથી પોતે પણ પલંગપર આટલું ગાયાબાદ સુએછે.

### રાગ ભેરવી.

પીયુ પોઢ્યાના જાગે, ઉઠોરે સ્વામી—ટેક.
મનહર છબી જોઈ ઉભી આ દાસી,
ધારી ધારી જોઊં પણ રહુંછું હું પ્યાસી;
શી છબી પ્યાસી—પીયુ પોઢ્યાના.

**કેદારસિંહ**—"નિરદોષી દીપચંદ તથા નાગકન્યા સુતેલાં છે; તેટલામાં કેદારસિંહ પ્રવેશ કરેછે. ને આ ભયંકાર દેખાવ જોઈ અંદેશો આવેછે; ને ક્રોધયુક્ત બોલેછે."

### રાગ.

(જુવો જુવો વીપ્રે ભીડી હામ—એ ચાલ.)
ધીક દીપચંદ ધીક મિત્રાઈ, કર્મ આ શું તેં આચર્યુંરે-ટેક.
તેં જાણી નહીં સગાઈ, કર્મ આ શું,
ભ્રાત જાણી સમ રાખ્યો તુંને સંગ,-કર્મ આ શું;
કામ વશ થઈ કર્યો નિતી ભંગ—કર્મ આ શું,
મિત્ર પત્ની તે ગણવી માત—કર્મ આ શું:
એમ કરતો નિત્ય શું વાત—કર્મ આ શું૦

મુજ રંજક ભાઈ બહુ કાળ—કર્મ આ શું૦
તેનો વાળ્યો સારો આભાર—કર્મ આ શું૦
કરત હમણાં હું તારી ઘાત—કર્મ આ શું૦
અંધતો મારૂં તો લાજે જાત—કર્મ આ શું૦

**દીપચંદ—**

"નિદ્રાથી જાગૃત થઈ નાગકન્યા તરફ દ્રષ્ટી થતાં
પશ્ચાતાપ કરેછે"

**કહું કયા ફનકકા સતાયા. (એ રાહ.)**

અરેરે કૃત્ય આ શું આચર્યુંરે, વગર વિચારે મેં શયન કર્યુંરે.
અરેરે—ટેક૦

પ્રાણનાથ જાણી મુંને નાગ કન્યાએ, નિરભય થઈ એણ
શયન કર્યુંરે—અરેરે૦

મિત્રની બિછાતમાં હું સુતો, પરિણામનું નહીં ચિંતે ધર્યુંરે—અ૦
મિત્રે આવીને જોયું હશે તો, જાણ્યું હશે એનું મન ચળ્યુંરે—અ૦
નિર્દોષ છેએ અમે બંને તો, સંકટનું મૂળ મેં આદર્યુંરે—અ૦
સહાય થજો પ્રભુ આ અબળાને, કિસ્મત મારૂં હવે ફર્યુંરે—અ૦

**કેદાર૦**—(દીપચંદનું અકત્રીમ કૃત્ય ગુપ્ત રહી જુએછે. ને તેના ગયા બાદ પોતાની સ્ત્રીને જગાડી શિક્ષા દેવા મનમાં વિચાર કરે છે.)

**( રૂહ બદનમેં હે તફા એ રાહ. )**

જગાકે શિક્ષા દેનાં અબ, ધિકાર હે તુજ પ્યારેકું,

એ દિલ હોતાં ન હુઈ દેર, નીકાલું તુજ પારકું.—જગાકું૦

(નાગકન્યાની મુખમુદ્રા જોઇને)

( કહુ કયા ફુલકકા એ ચાલ. )

મુખપર નિરદોષ છાંયા ધરીછે, શુદ્ધ પતિવૃતા જાણે ખરીછે.
મુખ.—ટેક.
નિદ્રાસ્થિત નહિતો આમ ન થાયે, નિરભય થઈ આ શયને
ઢળી છે.—મુખપર૦
શી રીતે કહું હું કુસુમાવલીને, મહા પ્રયાસે એ મુને મળીછે.
મુખપર૦
નિરદોષપણું એનું આંખા બતાવે, જેની કૃપાએ મુને વરીછે.
મુખપર૦
દુષ્ટ દોસ્તને પાસ ન રાખું, એની મતિ હવે નિશ્ચે ફરીછે.
મુખપર૦

(રાગ ઇંદ્રસભાની ગજલ.)

મહા પ્રયાસે મુને, આ રત્ન સાંપડયું;
રૂપ ગુણ નિતિ યુક્ત, વિધીએ ઘડયું.
આ એકાંત ધામમાં, ન જોઇએ એ પુરૂષ;
રંભા સમ જોઈ આ નારી, મન કરે અફસુસ.
મિત્ર ભ્રાત હોય તોય, કરે અનિતિ કર્મ;
કામ વશ થાય ત્યારે, સુઝે નાંહી ધર્મ.

(દીપચંદ ઉપર શક આવવાથી તેને ફીટકાર દઈ કેદાર-સિંહ કાઢી મુકે છે તે વખતે દીપચંદ કહે છે.)

દીપચંદ— રાગ એમનકલ્યાણ.

મિત્ર આ મતિ તેં કીધી મુજ પ્રતિ, પાછળથી થાશે તુંને તાપરે અતિ.—મિત્ર—ટેક.

સદા હવે હું જાઊંછું અહીંથી, છોડી તારો સંગ;
આજ લગીની હતી મિત્રતા, ભલે તેં કીધો ભંગ.—મિત્ર૦
આજ ધામમાં પેઠા આપણ, વિચાર દીલમાં આપ;
આજ માતના શ્રાપે તુજને, કરડ્યો ઝેરી સાપ.—મિત્ર૦
સતી નારને મેં સમઝાવી, અનુગ્રહ કીધો એહ;
શુંણી વિનતિ એની અંગે, મળી મૂળની દેહ.—મિત્ર૦
હરામ નીતિ હોયજ મારી, કેમ કરત એ કામ;
મણિ હસ્ત મારેજ હતી તો,હું ભોગવત આ ધામ.—મિત્ર૦
શુરદ ધર્મ તેં ત્રોડી નાંખ્યો, ક્ષણમાં દઈ આરોપ;
રાજ મિત્ર એછે શું ઘટતું, કર્યો આ કારણ કોપ.—મિત્ર૦
અંગે અહિંથી થઊંછું અળગો, નથી મુજ અંતર પાપ;
કુમળ તુટતાં તંતુ એને, રાખે થોભી આપ.—મિત્ર૦

કેદારસિંહ— રાગ ઉપરનો.

અરે તું અહિંથી જા, તું ગુણ ન તારા ગા, તુંને જાણુંછું હું જાતે દુર અહિંથી થા—ટેક.

લવરી ઝાઝી શીદ કરેછે, ડાપણ તારૂં ડાટ;

તું કામી કપટી નવ જોતો, માત બેનની ખાટ.—અરે૦
કત્રીમ તારાં કર્મો મેં, શુંણ્યાં છે સર્વે કાન;
સદ્ય જગ્યા છોડી દે નહીંતો, થાઇશ તું હેરાન.--અરે૦
આજ શસ્ત્રથી શીર હું તારૂં, ઉડાવું આ વાર;
મિત્ર નથી તું રીપુછે મારો, નીકલ જલદી બહાર.-અરે૦
સ્વારથની મિત્રતાઇ તારી, જાણું ચતુર સુજાણ;
મુજપર મોહીત થઈ આ નારી, એછે મારા પ્રાણ.-અરે૦
એમાં ડાપણ તારૂં નહોતું, મિથ્યા કર બકવાદ;
વિદાય થા તું વેગે અહિંથી, વિપરીત આવે યાદ.-અરે૦

નાગકન્યા— રાગ ઉપરનો

પ્રાણના પતી, આ નવ કરો મતી, એ પવીત્ર વણીક વીર
શુદ્ધ છે અતી—પ્રાણના ટેક.
પવિત્ર મિત્ર તમારો એછે, એહ લઘુછે ભ્રાત,
પ્યારો પ્રધાન સુતછે સ્વામિ, છોડો આ ઉતપાત.—પ્રાણના.
નથી કોઇદી એને ઊંચી, દ્રષ્ટી કરતાં દીઠ
એને તજો ન એમાં સારૂં, પરમ ધર્મની પીઠ--પ્રાણના.
એવો મિત્ર નહીં સાંપડશે, થાશે તમને તાપ,
ઘણી વખત એ કામ આવશે, રાજ સકોમળ આપ;પ્રાણના.
પુત્ર સમાનજ જાણુ એ, જાણેછે મુજને માત,
બે દાસીને એને જાણે, ખરી નિતિની ખાંત. — પ્રાણના.
મનુષ્ય અહીં મળવાં દુર્લભ, તેમાં આવો મિત્ર,

જાણી કરીને જૂદો કરતાં, પીયુજી પરં પવિત્ર.—પ્રાણુના.

**દીપચંદ—** (જાતાંહું કેદખાનેમેં એરાહ.)

જાઊછું છોડી ધામ આ કરીને, પ્રણામ. કરીને પ્રણામ
મિત્ર સાહસિક આકામ.—જાઊછું.
અકૃત્રીમ કૃત્યમેં, કર્યું નથી બંધું;
અદલ કરી ફિટકાર મિત્ર, આપો ગુણ સિંધું—જાઊછું
રામ સાથ લક્ષ્મણુની, નિતી રીતી હતી,
માતુ સમ સીતા માની, રાખી શુદ્ધ મતી.—જાઊછું.
સ્થાન ભ્રષ્ટ ધ્રુ મંડળ, ન થાયરે કદી,
પશ્ચિમ ભણિ સૂર્યોદય ન હોયરે યદી.—જાઊછું.
તેવી ભક્તિ આપ પ્રતિ, મારીતો હતી
વિપરિત મતી આપની, એ દૈવની ગતી.—જાઊછું.

**કેદારસિંહ—** ( અરે લાલ દેવ એ રાહ.)

અરે દુષ્ટ શાને, ખડો તું અહીં,
તારૂં મુખ મુંનેતું, બતાવ નહીં.
જો જાણુતો હોત હું, તુજ રીત,
સંગે ન લાવત, રાખીને પ્રીત.
હવે એનો શું શોક, કરવો વૃથા,
જાઓ ખુશીથી મેં, જાણી પૃથા.

**રાગકન્યા—** રાગ ઉપરનો.

અરે પ્રાણનાથ આમ, શું ઉચરો,
મતિ ગુમ થઇને, સાહસ કરો.

વિપરીત થવા બેઠું છે, પ્રાણનાથ,
નીકર મતી આવી, ન થાય સુ નાથ.

**દાશીઓ—** (સરકાર રજા દીજીએ ચાલ.)

મહારાજ એછે દોસ્ત આપના, પરં પવિત્ર,
અયોગ્ય કૃત્ય કરે ન કદી, એવા એ સુમિત્ર.
આપ ભક્તિમાં સદા એ, રહેછે તૈયાર,
તેને દોષ દઇને શાને, કાઢોછો કુમાર.
ભાઈ પ્રત્યે માતુ ભકિત, જેની રાત દીન,
આપ શ્રેયે સદા જેનું, મનતો તલ્લીન.
શાણપણું ક્યાં ગયું, આપનું ભુપાલ,
અમ દાસીની અરજ ધ્યાનમાં લેશો કૃપાળ.

**કેદારસિંહ—** (રાગ અરે લાલદેવ ચાલ.)

અરે પ્રીયા આગ્રહ, આ શાને કરો,
મુંને પ્રીય હોય તેને, અનુસરો.
મારો નિશ્ચય હવે, નથી ફરવો,
છોડી દ્યો તમે સૌ, આગ્રહ કરવો.

**દીપચંદ—** ———

(છેલ્લી વખત પ્રણામ સાથ પ્રાર્થના કરી નીકળી જાયછે.)

**રાહ અંગ્રેજી.**

પ્રણામ પ્રણામ પ્રણામ, હવે છેલા છે પ્રણામ.
પરંપ્રીય દોસ્ત મારા, છેલા છે પ્રણામ—પ્રણામ૦

મમ માતુને પ્રણામ, પ્યારી દાસીને પ્રણામ,
પ્રણામ આ ભૂમિને, જે શુદ્ધ રે તમામ,—પ્રણામ૦
અંબાને પ્રણામ, જેથી પ્રાપ્ત આ ધામ,
કામ સિદ્ધ થયે પામ્યો, છેહ આ ગુલામ.—પ્રણામ૦

**નાગકન્યા—**

(નાગકન્યા તથા કેદારસિંહ વસંતઋતુમાં ફરવા નીકળે છે. તે વખતે નાગકન્યા ઋતુ વસંતનું વર્ણન કરે છે.)

## રાગ બરવાનો જીલ્લો.

વસંત ઝુકી રહ્યો, પીયા મોરારે વસંત.—ટેક.
નવીન પલ્લવ તરૂવરે, કરે કોકીલા ગાન,
સુંદર સ્વર આલાપતાં, પંચમ અમૃતપાન-પીયામોરારે૦
નંદન વન રચના પીયુ, ભૂતલમાં દરસાય,
લત્તા મંડપ પુષ્પમય, દેખી ઊર હરખાય-પીયામોરારે૦

## રાગ ખમાચનો જીલ્લો.

મુજ પ્રાણ આધાર, તમવિના આ નાર, નહીં દીલ
કરાર મુજને સ્વામિ, થાઓ દુર ક્ષણવાર, પીયુ
ઝુરી મરૂં મુજ—ટેક૦
પ્રીય કમલ મુખ દેખી, પામું સુખ, વામે સર્વે
દુઃખ પ્યારારે પતિ, દેખી કામરૂપ સુખ યારી
કરૂં—મુજ પ્રાણઆધાર૦

કેદારસિંહ— શિખરણી.

વસંતે હે વામા, વિરહ તુજ હોયે યદી જરા,
નહીં શાંતી ચિત્તે, મકરધ્વજ પીડે નર ખરા.
ઋતુનો આ રાજા, કુસુમ ફલ ખીલાવતો ઘણો,
તરૂ વિંટી વેલો, વિકળનર લાગી ત્રીય તણો;
પ્રીયા સંગે છોતો, હૃદય મુજ હર્ષિતજ રહે,
સુ વાકયોની ધારા, શ્રવણ પ્રીય મારૂં દીલ ચહે.
સદા ઇચ્છું પ્યારી, વદન તુજ ચક્ષુ સમીપમા,
કરૂં ક્રીડા કેલી, સ્મરણ નવ ચુકું તુજ રમા.

રાગ કનરો.

આનંદ આનંદ મોરે દીલ રહ્યો છાઈ, તુજબીન અન્ય
નહીં સુખદાઈ—આનંદ—ટેક૦
હરન કીયા દીલ મૃદુ બચનસેં, ગાનસંગે પ્રીય બિન
બજાઈ—તુજ૦
દેખ પ્રીયા યહબહાર બસંતકી, અતિ અનુમય
જાુઈ વજાઈ—તુજ૦

નાગકન્યા— રાગ કલ્યાણ.

મદન જલાવે, મુજકું યે વેરી—ટેક
ત્રીપુરારીને ભસ્મ કીયાહે, તોભી પીડત હે નમેરી,—મદનજલાવે.

નાગકન્યા—(માલણ પ્રપંચ કરી નાગકન્યાની મા બની અંદર આવી છે. તે વખતે કેદારસિંહ તેને રજા દેવા સમજાુત કરે છે. તેના જવાબમાં પ્રાણપતિ.)

દીંડી.

પ્રાણનાથ શંકા નહિં લીઓ લગાર,
એછે વૃદ્ધ અને દીસતી કંગાળ;
નિશ્ચે માતા મારી, જાણો હે દયાળ.—પ્રાણનાથ૦
નિજ પુત્રીના એ, લેવા આવી ભાળ,
મુજ વિના એને, અન્ય નથી બાળ;
કેમ કાઢું એને, અહીંથી હું બહાર.—પ્રાણનાથ૦
માત તણી સેવા, કરવી એ ધર્મ,
નીતિ ગ્રંથ આદી, જાણોછો સૌ મર્મ;
બહાર કાઢવા, કેતાં ન આવે શર્મ.—પ્રાણનાથ૦

કેદારસિંહ—

નિજ હઠ કદી, છોડો નહીં નાર,
કપટી જાણી તમને, કહુંછું આ વાર;
નિશ્ચે પ્રિયા આમાં, કાઢશો ન સાર.—નિજ હઠ૦
કોઈ દિન એ, ઉડાડશે અહીં ઝાળ,
દુધ પાઇને, ઉછેરોછો આ કાળ;
સત્ય વચન મારાં, ગણશો પડશે ફાળ.—નિજ હઠ૦

# अंक २ जो.

સ્થળ—આરામપુરનું અરણ્ય.

પાત્ર—દીપચંદ,

દીપચંદ— રાગ.

(ગોપીચંદ ચરીત્ર તુંમ સુંનો મેરે સુખરાશી એ ચાલ.)
મિત્ર ત્યાગ કર્યો આજ મારો, થઇને વિલાસી,
બાળસ્નેહી હતા આપણ બંને, થયો હું ઉદાસી;
મિત્ર ભક્તિમાં રેતો રાતદીન, થઈ સુખરાસી,
સંકટ સહન કરી બહુ દીન, થયા નાગ ગ્રહવાસી.—મિત્ર૦
પ્રીત પલમાં ત્રોડી એ યોગ્ય, નોતું મિત્ર મારા,
સુખ દુઃખના હતા આપણ સાથી, કર્યા તેં ન્યારા,
મતિ ગુમ થઈ ગઈ કેમ અહો, મિત્ર પ્યારા;
મિત્ર વિરહે દુઃખીઆરો ફરૂં, કહાં જાઉં હવે હું નાસી.-મી.
સાલે બહુ મુજને તારા વચનનો, પ્રહાર,
ધિક ધિક કરી તેં, આપ્યો મુંને ફિટકાર,
નિરદોષી છું હું તેનો, ન કર્યો કાંઈ વિચાર;
બહાર કાઢતાં ન આવી શર્મ, કર્યો વનવાસી.—મિત્ર૦
હું એકલો શું મુખ, લઈ જાઉં હવે ઘેર,
બંધુ સમ જાણતાં છતાં, કર્યો કાળો કેર,
હવે મરવા વિના મુને, લાગે સઘળું ઝેર;
થજો સુખી દંપતિ તમો, એમ માગું હું અવિનાશી.-મિ.

દીપચંદ—(આટલો પશ્ચાતાપ કર્યા બાદ મનને દ્રઢ નિશ્ચય કરી શ્રી અંબાની પાસે શિશ સમરપણ કરેછે. તે વખતે માતા.

જી પ્રસન્ન થાય છે. ત્યારે સ્તુતિ કરેછે.)

## આરતી.

જય ઉમિયા ગૌરીમા, જય ઊમિયા ગૌરી,
શિવની શક્તિ અનાદિ, સુર સહાયે પ્રવરી—જય અંબ જય૦
મહિષાસુરને માત મારી વર આપ્યો તેં મારી વર આપ્યો.
વિનવ્યાં હિમગીરી મા, સત્ય કરી સ્થાપ્યો.—જય અંબ૦
ચંડ મુંડ શત ખંડ. કીધા કલ્યાણી ત કીધા કલ્યાણી,
ચંડી ચામુંડા તવ, પ્રચંડ પરમાણી.—જય અંબ૦
ધુમ્રાક્ષજની ધૂળ, કાઢી ત્રીશુલ તાડીમા, કાઢી ત્રીશુલ તાડીમા,
રક્તબિજ રણ રોળ્યો, દુષ્ટકર્મિ દાડી-જયઅંબ૦
અતિ ઉન્મત્ત અસુર, જગપીડક પુરામા જગપીડક પુરા,
શુંભનિશુંભ સુરારી, કીધાછે ચુરા-જયઅંબ૦
હે ભગવતી દુર્ગા મહામાયા કાલીમા માહામાયા કાલી,
કૌમારી માહાલક્ષ્મી, જય બહુચરબાળી-જયઅંબ૦
આ બાળકને સહાય, કૌશીકી કીધી હે કૌશીકી કીધીહે૦
સર્વ દુઃખનિ પાતી, બહુ તસ્દી લીધી-જયઅંબ૦
કોટી કરૂં પ્રણામ, હે અગણીતનામી મા હે અગણીતનામી,
પ્રધાન પુત્રજ શરણે, બથા સર્વ વામી-જયઅંબ૦

**નાગકન્યા—**

---

(લંપટસેન નાગકન્યાનું હરણ કરી ગએલો છે. ને નાગકન્યાને ઓરડામાં પુરી છે તે વખતે વિલાપ કરેછે.)

### લલિત.

અરર હે પ્રભુ, શું હવે કરૂં, પ્રીયપતિવિના હું ડરીમરૂં;
કર પ્રભુ હવે, આજ સહાયરે, મરણ આવીયું, હાય હાયરે.૧
કરમ ફુટીઉં, સુખતો ગયું, નસીબમાં લખ્યું, દુઃખ આવીયું;
બદનમાં બળે, લાગી લાયરે, મરણ આવીયું, હાય હાયરે.૨
અરર નાથરે, ક્યાં રહ્યા તમે, મરણ તો થશે. આજ આ સમે;
પ્રિય તમારીની, લાજ જાયરે, મરણ આવીયું, હાય હાયરે. ૩
મરણ દુઃખનું, મુજને નથી, પણ પીયુ દુ[illegible]ી, શું કહું કથી;
[illegible]ણિવિના અરે, ક્યાં જવાયરે, મરણ આવીયું, હાય હાયરે.૪
પતિ રહી તહાં, દુઃખ પામશે, અશ્રુ લુચ્છવા, કોણ આવશે,
અરર દાસીઓ,થી શું થાયરે, મરણ આવીયું, હાય હાયરે.૫
મતી થશે કહી, એમની તહીં, દઈ દગો મુંને, ચાલીરે ગઈ,
નિતીજ માહરી, નૈં કળાયરે, મરણ આવીયું હાય હાયરે. ૬
પીયુ કરે તહાં, આપઘાતરે, પાડું હું અહીં, મારી જાતરે,
અવર કોનથી, અહીં ઉપાયરે, મરણ આવીયું. હાય હાયરે.૭
જનુની તો બની, આવી માલને, નફ્ટ રાંડરે, છેતરી મને;
અરર આંહીરે, કોની સહાયરે, મરણ આવીયું, હાય હાયરે.૮
શિયળ તોડવા, ભૂપ આવશે, સુવ્રત માહરૂં, કો બચાવશે,
દુઃખ અથાગ આ, નાં ખમાયરે, મરણ આવીયું, હાય હાયરે.૯
પ્રીય કહી મુંને, એહ બોલશે, હૃદયની પછી, વાત ખોલશે,
અરર તે સમે, ક્યાં જવાયરે, મરણ આવીયું, હાય હાયરે.૧૦
પતિવૃતાપણું, જીવતો જતાં, કદીન ખોઉં હું, માર મારતાં,

નયન નીરતો, ના સમાયરે, મરણ આવીયું, હાય હાયરે. ૧૧
પીયુ પીયુ કરી, હું ઝુરી મરૂં, વિકટ સમય આ, હે પ્રભુ ડરૂં,
પતિ કરો મુને, આવી સાયરે, મરણ આવીયું હાય હાયરે. ૧૨



(નાગકન્યાનું શીયળ તોડાવા લંપટસેન આવેછે; ને ચોટલો ઝાલી નીચે પાડેછે.)

રાગ ભેરવીની ગજલ.

છોડી દે દુષ્ટ તું હવે, નહીં તો પ્રાણ ત્યાગું અહીં—ટેક૦
ક્ષત્રી થઈ આમ શું કરે, હું અબળા અનાથ છું,
પ્રાણ જતાં કદી હું, શીયળભંગ કરૂં નહીં—છોડીદે૦
કામે તું અંધ થઇને, નીતિધર્મ છોડ નહીં,
ધિક્કાર છે તુજ માતને, વાંઝણી તે કાં ન રહી—છોડીદે૦
વિખુટી કરી લાવ્યો તું, કાર્ય સરશે તારૂં નહીં,
સિંહણ દુધ જીવતાં, મથે મરી મળે નહીં—છોડીદે૦
સિતાનું સત તોડાવા, સજ થયો તો રાવણ,
અંતે મર્ણ પામ્યો તે, સતિત્વ સત તોડે નહીં—છોડીદે૦
દ્રોપદીના કેશ ખેંચ્યા, દુર્યોધને દુષ્ટ થઈ,
કુળ તેનું પામ્યું નાશ, મુર્ખ તું સમજ કંઈ—છોડીદે૦



**નાગકન્યા**—(આટલું ગાઈ રહ્યા બાદ રાજા જાય છે; ને દિપચંદ જોગીના વેશે ગુપ્ત રીતે આવે છે, તે વખતે.)

### રાગ સીતાજીના મહિનાનો.

વીરા શું રે કહું હું વાત, પીયુ વિયોગે મરૂં;
હું અબળા થઈ છું અનાથ, સહાયે કોને સા કરૂં.
મુંને છેતરી મોહન લાવી, પીયુથી વિખુટી કરી;
મુજ પીયુની શી ગતી ત્યાંય, મરશે સો ટળવળી.
હવે ક્યાંથી છુટું હું આંય, જેથી પીયુને મળું;
મારૂં શીયળ રહેશે કેમ, એ દુઃખે હું બળું.
તુજ વિના નથી કોઈ આરો, મુંને હ્યાંથી છુટવા;
હમણાં આવ્યો તો લંપટસેન, મારી લાજ લુંટવા.
માટે સત્વર લઈજા ભ્રાત, મુંને મુક્ત કરી;
નહીંતર મરવાનોજ ઈલાજ, બેઠીછું હું આદરી.

---

કદારસિંહ—( નાગકન્યાનો વિયોગ થવાથી મહા કરૂણાનિમગ્ન થઈ જઈ ગાય છે. )

### રાગ ભૈરવીની ગજલ.

કમળાક્ષી તું ક્યાં ગઈ, છોડીને એકલો અહીં.—ટેક.
પ્રીતીનો પાસ નાંખીને દુર થઈ પ્રીયા કહીં,
ગુંમ થઈ તું છેતરી યોગ્ય તુંને એ નહીં—કમળાક્ષી.
વિયોગે બળું હું દિન રાત, શી આ ચાલ તાહરી,
મોત મુજ આદર્યું, ક્યાં જઈ પ્રીયા રહી—કમળાક્ષી.
આ ધામ તુજવિન ખાવા ધાય, દુઃખ દરિએ મુકી ગઈ.

પ્રીય પ્રાય ઉચરી, નિશ્ચે પ્યારી મરૂં અહીં—કમળા૦
કરૂણારી દર્શદે હવે, વાર ઘણી પ્રીયા થઈ,
તુજ વિના ઝુરી મરૂં, સુખ સરવ ઝુંટી ગઈ—કમળા૦
હા દૈવ આ શો કોપ થયો, કોણ ગસ્યું હરિ રતિ;
ધિક પ્રિયા જીવ્યું હવે, વહાલીના વિયોગી રહી—કમ૦

### હરિગીત.

જય માતુ અંબ કૃપાળુ દીન દયાળુ, દિલમાં ધારશો;
તવ દાસ સંકટમાં પડ્યો, જગદંબ વાત વિચારશો.
નથી અત્ર કો ઉપાય મારો, પૂરણ રહી દુર મુજપુરી;
આ બાળને કર સહાય માતુ, અંબે હે આરાસુરી— ૧
તવ મેહેરથી આ લેહેર પામ્યો, પામ્યો રૂડી પદમણી,
તે નાર હૈયાહાર મારો; ગઇને સાથે ગઈ મણી,
એક નાર કપટી આવી એને, ગઇછે લઇને છેતરી.—આ૦૨
હે સિંહ વાહીની, મહીશ મર્દની, ભક્તને પ્રતિપાલની,
હે જગત વ્યાપી, કષ્ટ કાપી, વાર કર આ બાળની,
હે યોગીની, છો રૂપ ચોસઠ, આદ્યશક્તિ ઈશ્વરી.—આ બા૦૩
ચર અચર વ્યાપક, ભક્ત સ્થાપક, દુષ્ટ દનુજ નીવારણી,
છો કાળની પણ કાળ માયી, શીવા અધમ ઉધારણી,
નવ દુર્ગરૂપ, સ્વરૂપ તારૂં, વરણવા મતી નવ પુરી.—આ૦૪
છે શૂરનરમાં, શક્તિ તારી, વિદુષમાં વિદ્યા ખરી,
ચૈતન્ય તારૂં સરવમાં, માયા ત્રીગુણી ઇશ્વરી,
દિલમાં લો દેવી માતુ પામ્યો, અપદશા આ હું બુરી—આ૦૫

ઇચ્છા ધરીને ઇશ્વરી, હિમગીરીમાં પણ તું રહી,
અતિ અસુર ત્રાસે અમરને, વરદાન આપ્યું તેં સહી;
વળ ચંડમુંડને ધુમ્રલોચન, ચોળી કીધા ચકચુરી.—આ૦૬
આ જગતપાલ દયાળુ દેવી, પુત્ર અરપ્યો તેં ઉમા,
વળી રિધી રિધી અખૂટ આપી, સરવ વાતે છે સિમા;
પણ સરવ સુખનું ધામ મારી, પ્રીયા કોઇ ગયું હરી.-આ૦૭
પાતાલમાં પુરાઇ બેઠો, દાસી બેછે પાસરે,
શું શૂર અજમાવું અહીં, શું કરૂં બુદ્ધિપ્રકાશરે;
સુખ રીધી સીધી સરવ, પ્રાણ પ્રીયાની સાથે પરવરી;-આ૦૮
પાતાલ વાસી તણા પ્રાણ જે, મણીપર હસ્તે પડી;
મૃત્યુ વિના ઉપાય અત્રે, અવર કો સુજે નહીં;
આ દાસી જનના દુઃખથી, ઉદાસીમાં જઊ ઉતરી.-આ૦૯
માલક્ષ્મી મુજને સાય થાઓ, કાલીકા મુજ કર ગ્રહો,
બહુચરા બાલીવારે ધાઓ, દક્ષ તનયા દુઃખ દહો;
હિમગીરી પુત્રી પારવતીજી, દ્રષ્ટીકર કહું કરગરી-આ૦ ૧૦
મા ચંડીકા ચિત્તમાં ધરો, ચામુંડ કષ્ટ હવે હરો,
શુભ કરણ મા વાધેશ્વરી, વેગે અહીં હવે પગ ધરો;
આ ખડગ કાઢી વાવરૂં, આ વાર મસ્તક ઉપરી-આ૦ ૧૧

**દાસીઓ**—( કેદારસિંહ તલવાર મસ્તકપર વાવરેછે. ત્યારે તલ-વાર ઝાલી બોલછે. )

**(રાગ સૌમીત્રી શોકનો ત્યાગ કરો હવેરે.)**

**ક્ષમા રાખો ક્ષમા રાખો, આ કૃત્ય મહારાજ,**

શૂરવિર શાણા રાજા, શું કરો આ કાજ—ક્ષમા—ટેક.
હમણાં આવશે બાઇ, અમારાં આ વાસ,
શું ઉપાય એનો ક્યાંથી, પડ્યાં દુષ્ટ પાસ—ક્ષમા૦
અંબાજીના પુત્ર એમ, આપ કરો વાત,
બુદ્ધિ ફેરવીને, આ શું કરો આપ ઘાત—ક્ષમા૦
જીવતા પુરૂષને, મળેછે સરવે સુખ,
પરમાર ભુષણ, વિચારી જુઓ ભુપ—ક્ષમા૦
સહાય કરશે અંબાજી, મેળવશે જોગ,
એની કૃપા થકી, પાછા ભોગવશો ભોગ—ક્ષમા૦
પ્રાણ પ્રીય આપનાં, બાઇછે ગુણવંત,
કેમ સુખે રેશે એથી, જેના આંહીં કંથ—ક્ષમા૦
ખડગ પ્રથમ મૂકો, અમારે શીર,
પછી વાત બીજી કરો, વિનતી મહીશ—ક્ષમા૦

**નાગ કન્યા**—( દાશીઓની વિનતિ લક્ષમાં ન લેતાં બીજીવાર તલવાર કાઢી શિરપર વાવરેછે તેટલામાં નાગકન્યા આવી પહોંચેછે. ને વિલાપમાં આ પ્રમાણે બોલેછે: )

**ગરબી.**

**( રાગ આહાહા એશું માર્યો મુજ જમાત્રને. )**

અંબીકા કરૂણાથી અહીં પહોંચી પીયુ—ટેક૦
મુજ માથે ઉગ્યાંછે, દુ:ખના ઝાડજો,
ફાંસામાંથી છૂટીયું, બહુ ફૂલથી,

માનો માતુ અંબીકાનો પાડજો-અંબીકા૦
માત બનનીને આવીતી, એ માલની,
કત્રીમ કીધું સરવે, એણુ કામજો;
છળથી ભૂલાવીને, મુજને છેતરી.
લઈ ગઈ બારે જોવા, જગના ધામજો-અંબીકા૦
નગર એક નામે છેરે ચંદ્રાવતી,
લંપટ ત્યાંનો લંપટ, સેન રાજનજો;
તેની પાસે માલન, મુજને લઈ ગઈ,
દુષ્ટ હાથ હું પડી, પીયુ તે દીનજો-અંબીકા૦
સતિત્વ મારૂં તોડાવા, એ સજ્જ થયો,
બળાત્કારે આવી, બેઠો પાસજો;
કહે પટરાણી કરૂંછું, તુજને પદમણી,
કર તુ મુજથી પ્રીતિ, ભોગ વિલાસજો-અંબીકા૦
છળ બળ લાલચથી મેં, એને છેતર્યો,
છ માસ અળગા, રહેવા કીધું આપજો;
સદાવૃત આપુને, તજવીજ ત્યાં કરૂં,
દીપચંદ પીયુ મીત્ર મળે, નિષ પાપજો-અંબીકા૦
તેવામાં તે દૈવે આવીને મળ્યો,
શુંણ્યું સર્વે તેણે, મુજ વૃત્તાંતજો,
હરણ થયું મારૂં, પરહસ્ત મણી ગઈ,
દુઃખીયો દિલમાં, થયો વણીકની જાતજો.-અંબીકા૦

પુત્ર બન્યો પોતે, માલનનો પ્રીતથી;
આંખ એક ફોડી, પોતાની આપજો;
મણી લઈને તે, આવ્યો વેગે મુજ કને;
હામ મુંને તવ આવી, એહ પ્રતાપજો.-અંબીકા૦
અશ્વ આપણા ઉપર, બેશી આવીયાં;
મણી લઈને હું આવી, આપની પાસજો;
દીપચંદ બહારે રહીને પાછો ગયો,
આવ્યો નહીં તે, આપે કરેલ ઉદાસજો-અંબીકા૦



# अंक ४ थो.

**સ્થળ—ચંદ્રાવતી નગરીમાં એક બ્રાહ્મણનું ઘર.**

(કન્યાવિક્રય તથા બાળલગ્નના દુષ્ટ રીવાજથી થતી ખરાબીનો ચિતાર એક બ્રાહ્મણના ઘરમાં થશે.)

**દયારામભટ્ટ—** રાગ.

નાથ કૈસે ગજકો બંધ છોડાયો.—એ ચાલ.

પ્રભુ ત્રણે પુત્રીનું આ શુંરે કીધું, આ દયારામને દુઃખ બહુ
દીધું—પ્રભુ૦—ટેક.
મંગળાગૌરી મોટે ઘેરે આપી, બાળ રૂડો વર જોયો,
પણ શીળી નીકળતાં મરણ એ પામ્યો, પુત્રી તણો ભવ
ખોયો—પ્રભુ ત્રણે૦

યશગૌરી વચેટ દુહીતા, પ્રાણ થકી મુને પ્યારી;
વૃદ્ધ હતો પણ કુલીન વીરકી, આયુષ્ય અલ્પ ગુજારી.—પ્રભુ૦
લલીતા મારી સરવથી નાની, દામ પૂરણ એણે દીધા,
દશસહસ્ત્ર દિકરીએ આપ્યા,પણ વિખના પ્યાલા એણે પીધા—પ્ર.

મંગળાગૌરી— રાગ.

(શૃંગારમાંક બાળતી તમેજ મુંને એ ચાલ.)

એમાં વાંક પિતાજી તમારો નથી કાંય, એ છે હિંદુના
રીવાજ તણી દુષ્ટતાઈ.—ટેક.

બાલલગ્ન રીતી બહુ, પીતાજી પડી, તેણે દુઃખ દીધું મુંને
નશીબ નડી.—એમાં વાંક૦

રૂડો રૂપાળોરે કંથ જોયો તમે આપ, રોગ થકી મૃત્યુ પામી
ઉપજાવ્યો તાપ.—એમાં વાંક.

યશગૌરી—

મંગળાગૌરી તુ ખોટું શીદને કહે, પીતાને ગમતુ શીદ બા-
લતી રહે.—ટેક.

જાણી જોઈ બાળકને આપી તુંને એહ, જાણતા હતા જે
રોગી નહીં નભે દેહ—મંગળા૦

વિસ વરસની તુંને દશનોરે કંથ, પિતાએ વિચાર્યું નહીં ઘણા
બુદ્ધિવંત—મંગળા૦

જોશી મોટા જગતમાં દીસેરે જાહેર, તેને ઘરે આવા વરતી-
યો કેર—મંગળા૦

**લલીતા—**

બાપ બિચારો શું કરે લોભેરે પડ્યો, કાળા કામ માટે એને
વિધિએ ઘડ્યો—ટેક૦

જાણી જોઈ મુંને બીજા ઉપરે દીધી, શોક્ય શાલ કર્યું મુને
લક્ષ્મી જો લીધી,—બાપ૦

પિતાજીને મોઢે કડુ વચન કહું, આવું કૃત્ય શીદ પીતા ત-
મેરે ચહ્યું—બાપ૦

**દયારામ ભટ્ટ —**

દીકરીઓ કાળજડાં બાળોમાંરે બાળ, સ્વાર્થે અંધો હું ભૂ
લ્યો તમારી સંભાળ—ટેક૦

વિધવા ત્રણેને જોઈ કાળજું બળે, ઉપાય એનો છે એક
મોત જો મળે૦

**સરાગૌરી—**

જાણી જોઈ પીતા તમે કરો આવાં કામ, પછીથી પસ્તાવો
કરોને નીતિ હરામ—ટેક૦

એંશી વરસનો જોયો આપે મુંને કંથ, વરસ એકમાં આ-
વ્યો દેહી તણો અંત—જાણી૦

દેખી પેખી દીવો લઈ કુવામાં પડ્યા, શુંરે વળે પ્યારા પિતા
હવે જો રડ્યા—જાણી૦

**લલીતા—**

એની પથ ગૌવરીનો પતિરે કુલીન, મજુરી કરીને મરે લા-
ભ એ નવીન—ટેક૦

યોગ્યપતિ અરે પિતા જોયારે નહીં, ત્રણેને વિધવા કરી બ-
હારે સહી—બેની૦

દયાશંકરભટ્ટ—

દીકરી નસીબે દુઃખ કેમ તે ટળે, વિધાતાના અંક બેન
અવશ્ય મળે—ટેક૦

એમાં આપણો શું છેરે ત્યાં ઇલાજ, સારૂં ધારીં કરીએ
બગાડે વીધી કાજ—દીકરી૦

હરિ ઇચ્છા જાણ બેન એવી બળવાન, એમાં શું ઇલાજ
મનુષ્યનું મિથ્યા જ્ઞાન—દીકરી૦

મંગળાગૌરી—

ખરૂં કહોછો પીતાજી, એ છે સાચી વાત, હરિને ગમતું
થતું શું છે જન જાત૦

લલીતા—

જાણી કરી પીતાએ બાળ્યો છે ભવ જાણ, કન્યાવિક્રય ક-
રીને શોધીવિખ ખાણ૦

(કેદારસિંહને નાગ ડંખવા આવનાર છે. તેવામાં દીપ-
ચંદ આવી પહોંચે છે. ને રાત્રીને સમયે તેના શયનગૃહમાં
આવી નાગનો નાશ કરતાં નાગનું વિષ બીંદુ નાગકન્યાના
ગાલપર પડ્યું. તે લુછી નાખવા મનમાં સંકલ્પ કરે ત્યાં.)

આકાશવાણી— ગીતી.

દીપચંદ-નિર્ભયરે, બાળક જેમ માત સ્તનને ધાવે,

લુચ્છ લોહુ જીવ્હાથી, બાળક યે નિર્દોષીરે કહાવે.

(આ બોલવું ધ્યાનમાં ધરી તે મુજબ લુચ્છવા જાયછે ત્યાં કેદારસિંહ જાગ્રત થઈ જાયછે અને તળવાર ઉઘાડી શા માટે આવ્યો છું તે પુછેછે ત્યારે અંબાજીયે ના કહ્યા છતાં વાત કહેછે તેથી તે પથ્થર થઈ જાયછે તથા તેના ગજવામાંથી એક પત્ર મળેછે તે નાગકન્યા વાંચે છે.

અથથી ઇતિ સુધીનું નાકકન્યા વાંચેછે.)

નાગકન્યા— (રાગ મુઝે છોડ ચલા બનજારા.)

મેં સાચવી મુજ મિત્રાઈ, આ તનની તજી સગાઈ—ટેક૦
મહારાજે મુંને પઢાવ્યો, તે સંગે અશ્વ ચલાવ્યો;
જંગલમાં પહોંચ્યા જાઈ, આ તનની તજી સગાઈ—મેં સા૦
અમો ભટકયા બહુ બહુ વનમાં, એ ઓછું લાવતો મનમાં;
હું ભૂલાવતો દુઃખ ત્યાંઈ, આ તનની—મેં સાચવી૦
પછી નાગવાવની પાસે, આવ્યા જલ કેરી આશે,
એને લાગી લગની ત્યાંઈ, આ તનની—મેં સાચવી૦
હું ત્રણ દિવસ ત્યાં બેઠો, એ મણી પ્રયત્ન પેઠો,
પછી ગયા વાવની માંહી, આ તનની—મેં સાચવી૦
ત્યાં શુદ્ધ ભક્તિથી રેતો, માતાને આશિશ દેતો,
એ વેહેમ લાવ્યો દુઃખદાઈ, આ તનની તજી—મેં સાચવી૦
એણે લજવ્યો મુજને ભારે, મુંને કાઢ્યો વાવની બારે,
ગયો અંબા મંદીર જ્યાંઈ, આ તનની—મેં સાચવી૦
મેં આપઘાત ત્યાં માંડી, મેં આશ જીવવા છાંડી,

તવ બોલ્યાં અંબ સહાઈ, આ તનની—મેં સાચવી૦
બહુ ઘાત રાજાને માથે, એ બચશે તારે હાથે,
તું તન નવ પાડીશ આંઈ, આ તનની—મેં સાચવી૦
તેથી મેં તન મુજ રાખ્યું, ક્યાંઈ વચન એક નવ ભાંખ્યું,
તેનું રક્ષણ કરવા ચાહી, આ તનની—મેં સાચવી૦
પછી શુંણ્યું મેં એવું છાનું, થયું હરણ નાગકન્યાનું,
મેં માંડી શોધો ત્યાંઈ, આ તનની—મેં સાચવી૦
મેં માલનને ભરમાવી, ત્યાંથી મણી અક્ષજ લાવી,
મેં અમૂલ્ય આંખ ગુમાઈ, આ તનની—મેં સાચવી૦
પછી નદી વચે એ આવ્યો, અન્ય વેશે એને બચાવ્યો,
ત્યાં જોગી વેશ ધરાઈ, આ તનની—મેં સાચવી૦
બઈ રાત વિશે અમ ઝાઝો, મેં રચ્યો પુષ્પ દરવાજો,
ત્યાં બચાવી એની કાઈ, આ તનની—મેં સાચવી૦
જે ગુણ એને મેં કીધા, ઇતિહાસે રાખી લીધા,
મુખ કહેવા યોગ્યજ નાંહી, આ તનની—મેં સાચવી૦
આ ઘાત બધી અંબાએ, મુને કહીથી જુગદંબાએ,
હું વરત્યો તેમ સદાઈ, આ તનની—મેં સાચવી૦
એણે મિત્ર ધર્મ નવ જોયો, એણે ભરૂંસો મારો ખોયો,
નવ સમજ્યો હૃદય સચાઈ, આ તનની—મેં સાચવી૦
છે નાગપુત્રી મુજ માતા, જે સતી પરમ વિખ્યાતા,
એ રહો સોહાગ સદાઈ, આ તનની—મેં સાચવી૦

છે એક દિવસ નક્કી મરવું, તે માટે હિત આચરવું.
નવ લોભાવું તનમાં કાંઈ, આ તનની—મેં સાચવી૦
મેં ફાની દુનિયાં ત્યાગી, મેં રજા માતની માગી,
હું ગયો ધામમાં આહી, આ તનની—મેં સાચવી૦
આ પત્ર પિતાજી લજો, વળી દિલે દીલાસો રેજો;
નવ શોકજ કરશો કાંઈ, આ તનની—મેં સાચવી૦

—◦—

કેદારસિંહ—(આ વૃતાંત સાંભળી પશ્ચાતાપ કરેછે.)

(રાહ શૃંગારમાં ડુબાવીતી.)

અરે પ્રીયા શુંણ્યું મેં, આ દુઃખદ વૃત્તાંત;
હવે જીવી શું કરૂં હું, હવે શી નિરાંત.—અરે પ્રીયા૦
સાચા સ્નેહી મિત્ર તણી, કરી મેં આ ઘાત;
પથ્થર રૂપમાં થયો, પૃથ્વી નિપાત.—અરે પ્રીયા૦
હવે મુખ શું દેખાડું, પિતાજી પ્રધાન;
પૂછશે સવારે કદી, ગુણના નિધાન.—અરે પ્રીયા૦
શું જવાબ દઊં જે મેં, ખોયો મુજ મિત્ર;
ક્યાં છે દેહી કેમ પડી, વાત છે વિચિત્ર.—અરે પ્રીયા૦
અરે એણે કીધા કેવા, કેવા ઉપકાર;
કેવાં કેવાં દુઃખ વેઠ્યાં, એણે બેસુમાર.—અરે પ્રીયા૦
કેવી કેવી ઘાતોમાંથી, બચાવ્યો મુંને;
કેવી કેવી રીતે સુખ, પહોંચાડ્યાં તને.—અરે પ્રીયા૦

સાહસ અરે શું મેં, આ કર્યું અંબેમાત;
ઓશિયાળો થયો હવે, કરૂં આપઘાત.—અરે પ્રીયા૦
બીજીવાર માતાજી, આ કૃત્ય આદર્યું;
દુઃખરૂપ સંસારમાં, જીવી શું કરૂં.—અરે પ્રીયા૦
માતાજી તમારા, ધામમાં મુંને ગ્રહો;
મિત્રદ્રોહ તણા માતુ, દ્યો અનુગ્રહો.—અરે પ્રીયા૦
પરમ કરૂણામય, શુંણી મિત્ર વાત;
નષ્ટ થયું અરધ આયુષ્ય, અંબેમાત.—અરે પ્રીયા૦
ખડગથી કરૂં પુરૂં, વય મારૂં આજ;
પાપ થકી કરો મુક્ત, મા ગરીબનિવાજ.—અરે પ્રીયા૦

---

નાગકન્યા— રાગ લલીત.

પતિ તમે હવે, શોચ નાં કરો;
પરમ પ્રીયનું, દુઃખ નાં ધરો.
અફલ નહીં થશે, બોલ માતના;
પથ્થર જે થયા, મિત્ર આપના.
હઠ બહુ કરી, પ્રાણના પતિ;
ગુપ્ત વાતરે, કીધીરે છતી.
પણ ઉપાય શું, રે હવે રહ્યો;
વિનય મિત્રનો, જાય નાં કહ્યો.
ભ્રમણ બો કર્યા, સંગરે રહી;

ફરીજ બેસાયા, એક દી નહીં;
ન ગણી દેહરે, એણે કામની,
ફીકર રાખીને, મિત્ર ધામની.
વખત સાચવ્યા, આવી વીરરે;
વિકટ રે સમે, આપી ધિરરે.
અરર સુજને, લંપટે દુઃખી;
બહુ કરી હતી, તેં કરી સુખી.
અરર આંખડી, ફોડી વીરરે;
તનય તું બન્યો, ધોડી ધીરરે.
વિનયવંતરે, ભક્તિવંતરે;
દિલથી શુદ્ધ તો, દીપચંદરે;
તજી ન ટેકરે, તેં અરે કદી;
વચન બો કટુ, સાંભળ્યા યદી.
અરર ગુમરે, ગુણ તેં કર્યા;
વનિત વીરરે, શું અહીં ઠર્યા.
અરર મેહેલમાં, તાણી સોડરે;
અરર નાથની, ભાંગી જોડરે.
વિસરશે કદી, જીવતાં નહીં,
પિયુજી આપના, મિત્રરે સહી.
બનવી જે હતી, તે પતિ બની;
અગની ઓલવો, કૃત્ય આ તણી.

દિલગીરી હવે, દૂરરે કરો,
ઈશ્વરિ જે ગમ્યું, તે અનુસરો.

**કેદારસિંહ**—(નાગકન્યા તથા કેદારસિંહ મરવા તૈયાર થાય છે અંબાજી પ્રગટ થાય છે. તે વખતે સ્તુતિ કરેછે.)

લાવણી.

કૃપા કરી અંબે માતુ મારી, પધાર્યા દાસ દુઃખ ધારી;-ટેક.
નમામી ચર્ણ પ્રતિ અંબે, બાળ હું તારો જુગદંબે;
થયો હું મિત્ર મિત્ર વેરી, અરજ મા સુણો લાલ કેરી;
પથ્થર થઈ પડ્યો મિત્ર મારો, માત એનેરે ઉગારો;
અવિનાશી હે ગૌરવરણી મા, રાજન લક્ષ્મીરૂપ;
ચંદ્રપ્રભાકર કમલ મુખ છે, દયા શૈલજા કુપ;
વિનંતિ કરૂં કષ્ટહારી, કૃપા કરી અંબે માતુ મારી—કૃપા૦
સર્વ પ્રાણીનું ચૈતન છોતું, મહિશ મર્દની માય;
સંકટ ત્રીજું કરો નિવારણ, વંદે બાલક પાય;
દ્રષ્ટી કર ચંદ્ર મૌલી પ્યારી,કૃપા કરી અંબે માતુ મારી—કૃ૦
મ મા સાહસ બહુરે કીધું, પરાણે પુછી વાત;
આપ વચનથી મિત્રજ મારો, પૃથ્વી થયો નિપાત;
પથ્થર થઈ પડ્યો તુરત હારી,કૃપા કરી અંબે માતુ મારી-કૃ૦
અથાગ ઘાતો એણે મારી, અળગી કીધી આપ;
હણ્યો નાગ ઝેરી એણે અહીં, આપ તણે પરતાપ;
દુઃખી મેં કર્યા બહુ બાળી, કૃપા કરી અંબે માતુ માર

એને માત હવે ઉઠાડો, કરી કૃત્ય મુજ માફ;
નહીંતો શીશ સમરપણ કરવા, આજ્ઞા આપો આપ;
અરજ એ કહુંછું ઉચ્ચારી, કૃપા કરી અંબે માતુ મારી.

**દીપચંદ**—(માતાજીવર પ્રસાદ આપે છે. દીપચંદને મુળસ્વરૂપ પ્રાપ્ત થાય છે તેથી દીપચંદ સ્તુતિ કરેછે.)

( રાહ છે જનપાળક. )

છો સુખદાતા, ત્રાતા સરવની,
ખરી એક અંબીકા, ઈશ્વરી;
સકલ જગત તારો મહીમાય,
તું જનુની સૌની કહેવાય;
સંકટે મા કરી તેં સહાય,
મહાલક્ષ્મી, માહેશ્વરી.—છો સુખ૦

જે આશ્રય, તારો માત ગ્રહે,
તે સંકટ કોઈ, કદી ન સહે;
તારૂં મંગળ લેજે નામ,
થાય સિદ્ધ સૌ તેનાં કામ;
ભૂક્તિ મુક્તિ મળે તમામ,
પ્રણત પાલ પરમેશ્વરી.—છો સુખ૦

જે સિંહવાહીની, નમન કરે,
વળી શુદ્ધ, મને જે ધ્યાન ધરે;

તેના સુખનો નહીંરે પાર,
એને લીલા લેર અપાર;
નવ ભમશે તે આ સંસાર,
કરૂણા કરશે, ઈશ્વરી.—છો સુખ૦
સચરાચર શક્તિ, વ્યાપી રહી,
બહુ ચરિત્ર કરતી, તુજ સહી;
મહિષાસુરને, માર્યો, માય,
શુરેંદ્ર ને તેં, કીધી સહાય;
અનેક એવા તુજ મહિમાય,
ત્રાતા છો ત્રીપુરેશ્વરી.—છો સુખ૦
મા આરાસુરમાં, વાસ કરો,
મા ન્યારાં ન્યારાં રૂપ ધરો;
ચરિત્ર બહુ દરશાવ્યાં માય,
કેદારસિંહને, કીધી સહાય;
પરમારોપર પૂર્ણ દયા,
કર પુરણ પરમેશ્વરી.—છો સુખ૦

(માતાજી ઘણાજ પ્રસન્ન થઈ તેને માગવાનું કેહેછે ત્યારે તે નીચે પ્રમાણે માગે છે.)

**કેદારસિંહ**—( માતાજીની છેલ્લી સ્તુતિ કરેછે.)

**ભજન.**

જગત પાલીની, કૃપાળુ તું, પ્રણુમ્યરે કરૂંછું હું—ટેક.

રહો રહેમ મુજ કુળે, મા ભક્તિ નવ ભૂલે.—જગત૦

સદા વૃદ્ધિ પામો મુજ વંશ, તમ પરતાપે દુશ્મન ધ્વંશ;

સુખી દંપતિ મમ રૈયતમાં, વિદ્યા વૃદ્ધિ પ્રીતિ ધર્મમાં.—જ૦

કુંવરકળા વધો પુષ્કળ, પ્રજા ન કદી થાય વિકળ;

મમ ભૂમિ વર્ષો ન અધુરા, દેશ હિતે ક્ષત્રી શુરા.—જગત૦

